# અમર-લક્ષ્મી

## નાટકનાં ગાયનો.

—: રચાવી અને છપાવી પ્રસિદ્ધ કરનાર :—


**વિઠ્ઠલદાસ હેમજીભાઇ ભાવનગરવાળા.**

**શ્રી વિજય નૌતમ નાટક સમાજના માલીક.**

હાલ મુકામઃ-સ્ટેશનરોડ પ્રિન્સેસ થીએટર-સુરત.





શા. ખુબચંદ અમીચંદના ધી સુરત જૈન એ. પ્રી. પ્રેસમાં
પ્રભુશંકર નરભેરામ વ્યાસે છાપ્યું છે. ખપાટીઆ ચકલા-સુરત.

આવૃત્તિ ૧ લી પ્રત ૨૦૦૦ ] [ સંવત ૧૯૭૬ સને ૧૯૨૦

કિંમત ૦-૩-૦

# નામદાર મુંબાઈ સરકારની

ગવર્નમેંટ લેબોરેટરીમાં વિદ્વાન સરકારી ડાકટરે અમારી બનાવેલી **બાદશાહી યાકુતી અનંગ વિલાસની** ગોળીઓ એનાલાઈઝ કરીને તેમાં કોઇપણ જાતની નુકશાનકારક ચીજ નથી એવું સરટીફીકેટ આપેલ છે. અને એ ઉમદા રજવાડી દવા અકસીર હોવાથીજ વિલાયતમાં પાસ થયેલા મોટા ડાકટરો રાજા મહારાજાઓ, નવાબો તથા દેશી અને અંગ્રેજ ગૃહસ્થો મોટા સરકારી અમલદારોમાં પણ બહુ વખણાય છે. **બાદશાહી યાકુતી.**

## અનંગ વિલાસ.

ગમે તે કારણથી ગુમાવેલી તાકાત પાછી લાવે છે. પુરૂષાતન કાયમ રાખે છે. આ રાજવંશી યાકુતી વીર્યવીકારના તમામ વ્યાધી મટાડે છે. અને વીર્ય ઘટ્ટ બનાવી ખરૂં પુરૂષાતન આપે છે. ખરી મરદાઇ આપનાર અને નબળા માણસને પણ જુવાનની માફક જોરાવર બનાવનાર આ દવાનો લાભ લેવા અમારી ખાસ ભલામણ છે. આ દવા વાપરવામાં કોઇપણ જાતની પરેજીની જરૂર નથી, ૪૦ ગોળીની ડબી એકના રૂપીયા ૧૦

## બાદશાહી યુનાની લેપ.

ઉમદા દવાઓમાંથી આ લેપ બનાવેલ છે. અને તે નસોને પુરતી તાકાત આપે છે. ખરૂં પુરૂષાતન લાવવા માટે આ લેપ ફતેહમંદ ઇલાજ છે. ઔંસ એકની ડબીના રૂપીઆ આઠ તમામ દવાઓનું પોસ્ટ ખર્ચ જુદું.

ડાકટર કાળીદાસ મોતીરામ—રાજકોટ—કાઠીયાવાડ.

# નાટકનાં મુખ્ય પાત્રો.



## પુરૂષ પાત્રો.

---

અમરકુમાર....ચીતોડના મહારાણાનો સત્યાગ્રહી કુમાર
પ્રતાપ..........તેના પિતા જગપ્રસિદ્ધ એક ટેકી રાણો.
.......ગ્વાલીયર રાજ્યનો વફાદાર સામંત.
જયસિંહ.....એક દેશદ્રોહી સત્તા લોભી સરદાર.
અકબર..........હિંદના શહેનશાહ, હિંદુને મુસલમાન બીરાદરો વચ્ચે એખલાસ કરનાર કર્મવીર મહાત્મા.
ીમ..........તેનો વિલા પ્રેય શાહજાદો.
સખાયત........શાહજાદાનો જી મસ્તાન મિત્ર, પાછળથી ખુદાનો સાચો બન્દો.
શાન્તિલાલ.....દિલ્હી રાજ્યનો કાપડી કામદાર.
નગદરાય.........દ્રવ્ય લોભી, વણિક.
સુમંત...........શાન્તિલાલનો સુપુત્ર.

---

# સ્ત્રી પાત્રો.

---

દેવીવસુંધરા....જગત માતા.

લક્ષ્મી...........ગ્વાલીયરની રાજકુમારી, અમરકુમારની અડગ ટેકવાળી વિરાંગના મહારાણી.

ગોરીબાળા......તેની બ્હેન. પ્રિયજન માટે આત્મભોગ આપનાર વીરબાળા.

ગુમાન...........ગીરીબાળાની માતાને લક્ષ્મીની અપર માતા એક ઝેરલી અંટકીક્ષત્રાણી.

અંબરકુમારી...શાહજાદાની પતિવૃતા બેગમ.

ગમનગૌરી.....શાન્તિલાલની પરણેતર, સખાયત સાથે વટલાયલી વીલાસી સ્ત્રી.

શારદા...........સુમંતની ઘરરખુ ગૃહિણી.

એ સિવાય—પ્રધાન ભામશા, કાજી, હજુરી, કાસદ પહેરેગીર, કમળા, ચંપા, કેતકી, દેવાંગનાઓ, કુમારીકાઓ–વિગેરે વિગેરે.

સ્થળ—ઉદયપુર (મેવાડ) દિલ્હી; અને ગીરીદુર્ગ.

---

॥ श्रीं गणेशायनमः ॥

# અમર-લક્ષ્મીનાટકની ટુંક પ્રવેશવાર હકીકત.

---

## મંગળાચરણ.

## અંક ૧લો.



**પ્રવેશ ૧લો—સ્થળ, મેવાડની સરહદપર શાહની છાવણી.** મહારાણા પ્રતાપે મોગલ સુબાને હરાવી, ઉદયપુર ફરી કબજે કર્યાથી ઉત્સવ નીમીતે થતી તોપોની ગર્જના શાહના સાંભળવામાં આવે છે; તેટલામાં શાહનો સત્તા લોભી સ્વજાતી દ્રોહી સરદાર દુર્જયસિંહ રાણાઓનું છત્ર લઇ હાજર થાય છે; ને “ મેં મેવાડની સ્વતંત્રતા નષ્ટ કરી છે, ” એમ કહી ફુલાય છે. વીરક્ષત્રી સામંત રામસિંહ મેવાડ પરતંત્ર થયું જાણી અફસોસ કરે છે; ને પ્રતાપની ક્ષત્રીવટપર તરાપ મારતા દુર્જયને બોલતો બંધ કરે છે. દાનો અકબરશાહ પણ રામસિંહનો પક્ષ કરે છે, ને ન્યાયની ખાતર દુર્જયને દેશદ્રોહી ગણી દેશનીકાલની

સજા કરે છે. દુર્જયશાહુપર વૈર લેવાની પ્રતિજ્ઞા કરે છે. આજે દશેરાનો તહેવાર હોવાથી, સિંહનો શીકાર કરી શુકન સાધવા ક્ષત્રીવીરો સિંહની શોધ કરે છે, તેટલામાં છંછેડાયલો સિંહ અકબરશાહુપર આક્રમણ કરે છે. અચાનક અમરકુમાર આવી વીનાશસ્ત્રે સિંહનો નાશ કરે છે, ને શાહને બચાવે છે. શાહ તેની વીરતાથી ખુશ થઈ, તેના વડીલોનું રાજછત્ર તેને અતિ હર્ષથી પાછું સોંપે છે. હિંદુને મુસલમાન બીરાદરોમા સંપની જ્યોતિ પ્રગટાવવા મોગલ સમ્રાટ રામસિંહને સંધીપત્ર લઈ રાણાજી પાસે મોકલે છે ને પોતે ઉદયપુર જવાની તૈયારી કરે છે. પોતાના સંતાનોનું ઉજ્જવલ ભવિષ્ય જોવાથી દેવી વસુંધરા હર્ષીત થાય છે. દેવાંગનાઓ પણ હિંદ સંતાનોની ઐકયતાનું ગીત ગાય છે.

પ્રવેશ ૨ જો—અરણ્ય પ્રારબ્ધયોગે નીર્જન વનમાં રઝળતી ગ્વાલીયરની લક્ષ્મીને ગીરીબાળા નામની બે રાજ કન્યાઓ સમયની પ્રબળતાના વીચારો કરે છે. તેટલામાં તેમનો પાલકપિતા રામસિંહ આવી બંને બ્હેનોને આશ્વાસન દે છે. લક્ષ્મીપર વૈર લેવા નીકળેલી ગીરીબાળાની ઝેરીલી માતા ગુમાન વીફરાયલી સિંહણની માફક ત્યાં આવી ચડે છે, રામસિંહ બન્ને બ્હેનોને ગુપ્ત રાખી ગુમાન રાણીનું હૃદય

જાણીલેછે.ગુમાનરાણી લાલચ આપી રામસિંહને પોતાના પક્ષમાં લેવાનો પ્રયત્ન કરે છે અડગટેકી રામસિંહ ઉલટી લક્ષ્મીનું રક્ષણ કરવાની પ્રતિજ્ઞા લે છે. ગુમાનરાણી ગુપ્ત રીતે શાહજાદા સલીમની મદદ માગવા જાય છે. રામસિંહ લક્ષ્મીને લઇ રાણાના શરણમાં સોંપવા વીદાય થાય છે. લક્ષ્મીને ગીરીબાળા બંને બ્હેનો ફાટતા હૃદયે છુટી થાય છે.

પ્રવેશ ૩ જો—શાહજાદાના ખાનગીખાતાના કાપડી કામદાર શાન્તિલાલનું ઘર. શાન્તિલાલની નવી સ્ત્રી ગમન ગૌરી, વય, પૈસાને રૂપના કજોડાથી નીરાશ થાય છે. નવી વહુમાં અંધ બનેલા શાન્તિલાલની પધરામણી થાય છે. પોતાના પુત્ર સુમંતને બહાર ગએલો જાણી, નવીને એકલી જોઈ શેઠ લ્હેમાય છે. તેટલામા શાહજાદા ના ઘુસડીયા મિત્ર સખાયત અલ્લી કાપડી કામદારના ઘરમાં ગુસીજાય છે. શાહજાદાનો મિત્ર જાણી શાન્તિલાલ સખાયતને આવકાર દે છે. સખાયત શાન્તિલાલને કંઇ બ્હાનું કાઢી શાહજાદા પાસે મોકલે છે. શાન્તિલાલ પોતાના દીકરા સુમંતનો નવીપર પહેરો મુકતો જાય છે. સુમંત પણ સખાયતની યુક્તિમાં ફસાઈ શહેરમાં વિદાય થાય છે. ગમનગૌરીને સખાયતનો ગોટાળો થાય છે. સુમન આ બધુ સમજી જાય છે ને પોતાના પિતાને બોલાવવા જાય છે.

ગમનગૌરી સખાયત અહલી સાથે આ તકનો લાભ લઈ રવાના થાય છે.

પ્રવેશ ૪ થો—ઉદયપુરનો રાજદરબાર અમરકુમારને શીરે પોતાનું રાજછત્ર જોઇ રાણો પોતાના માટે રણમાં પ્રાણ અર્પનાર વીરસિંહની તનયા લક્ષ્મીનો સ્વીકાર કરે છે ને અમર સાથે તેનું લગ્ન કરવાનું રામસિંહને વચન આપે છે. અકબર શાહરાણાની અડગ ટેકની પ્રસંશા કરે છે, ને અમરકુમારને પોતાની સાથે દીલ્હી લઇ જવાનું વચન રાણા પાસે લઈ લે છે. વસુંધરા દેવી હસતા વદને પ્રગટ થાય છે. દેવી આજ્ઞાથી ભારતીય વીરો એક બીજાના સાચા દિલથી મીત્ર થાય છે.—

## ભારતીય સંતાનોની ઐકયતાનું ચીત્ર

ટેબ્લો

**પ્રવેશ ૫ મો—અમરકુમારના અંતઃપુરનો એક** બાગ રાજકુમારી લક્ષ્મી પોતાના મનોરમ શુકને રમાડે છે. અમરકુમાર આવી નીર્દોષ અડપલું કરી શુકને ઉડાડે છે. પોતાના બાલ સ્નેહીને ઉડી ગયો જાણી લક્ષ્મી ઉદાસ થાય છે, અમરકુમાર તેના શુકને પાછો લેવા જાય છે. લક્ષ્મી કુમારને જતાં અટકાવે છે ને અમરકુમારને પોતાનો પ્રિય પોપટ ગણી વ્હાલથી વધાવે છે. અમર લક્ષ્મીને પ્રેમ કોલ આપે છે ને હૃદય દેવી ગણીને સ્થાપે છે. સખીઓ આવી લક્ષ્મીને ખીઝવે છે ને ઝીણા ઝીણા સ્મિતથી પોપટજીની રાણીને મનાવે છે.

**પ્રવેશ ૬ ઠો—શાહજાદા સલીમનું વિલાસ ગૃહ** લક્ષ્મીના રૂપની તારીફ સાંભળી મોહમાં ભાન ભૂલેલો સખાયત બેભાન અવસ્થામાં આવે છે. શાહજાદો તેને ધમકાવે છે. ગુમાનરાણી શાહજાદા પાસે આવે છે ને લક્ષ્મીની સુંદર છબી બતાવે છે. શાહજાદો લક્ષ્મીને મેળવવા આતુર થાય છે. ગુમાનને જોઇતી મદદ આપવા બંધાય છે. એક તરફી પ્યારમાં પડેલા સખાયતને પોતાનું હથીયાર બનાવી કામ કાઢી લેવા ગુમાન શાહજાદાને સમજાવે છે, શાહજાદો સખાયતને ગુમાન રાણીની સાથે સિપાઇઓ સહ મોકલાવે છે. ઘરકી સખાયત રાજી થાય છે. ને ખુશીગા ગુમાન સાથે ઉદયપુર જાય છે.

પ્રવેશ ૭ મો—ઉદયપુરનો રાજપ્રસાદ લક્ષ્મી અમરકુમારનો પથ ની ઉભી છે. અમરકુમાર અણુધારેલી પુષ્પમાળા સ્વીકારી છ . લક્ષ્મી સ્નેહના સંમેલનની ક્ષણોનું સુખવર્ણવે છે. અમરકુમાર સ્નેહયોગ કરતાં સ્નેહ વીયોગમાં મીઠાસ માને છે. લક્ષ્મી કુમારની અંતર વૃતી કળી જાય છે, ભગ્ન હૃદયે લક્ષ્મીની રજા લઇ અમરશાહની સાથે દિલ્હી જાય છે, પ્રિય વીયોગથી લક્ષ્મી મુર્છાવશ થાય છે, ત્યાં ગુમાનને સખાયત ગુપ્ત રીતે દાખલ થાય છે લક્ષ્મી જાગ્રત થતાં સર્વની સામી થાય છે. હાથમાંથી પીસ્તોલ પડી જતાં શસ્ત્ર વીના શુરી ક્ષત્રાણી બેહોશ બની જાય છે ગુમાન સિપાઇઓની સહાયથી લક્ષ્મીને ઉઠાવી જાય છે.

( ટેબ્લો )



# અંક ૨જો.

---

**પ્રવેશ ૧લો—શાહી મહાલયનો એક ભાગ.** અમરકુમાર નિંદ્રાધીન છે, ત્યાં ગુમાન શાહજાદાની સાથે દાખલ થાય છે. અમર જાગી જાય છે. સલીમ તેની સાથે તોછડાઇથી વર્તે છે. અમરકુમાર વીરતાથી તેને મ્હાત કરે છે. શાહજાદો કાલાવાલા કરી અમર પાસેથી છુટે છે, ને સમય આવે તેનો કાંટો કાઢી નાખવાનો વીચાર કરે છે. અકબર શાહ ગુપ્ત રીતે આ બનાવ જુવે છે. શાહજાદાને ઠપકો આપે છે. શાહજાદો શાહના જુઠા કસમ લે છે. શાહ તેને પોતાનો બીજો હુકમ મળે ત્યાં સુધી આજ મહેલમાં રહેવાનો હુકમ કરે છે. શાહજાદો બેહોશ બને છે શાહપર વૈર લેવાની પ્રતિજ્ઞા કરનાર દુર્જય ગુપ્ત રીતે પ્રવેશ કરે છે. ને શાહજાદાનો સંહાર કરવા શસ્ત્ર ઉગામે છે. અમરકુમાર પીસ્તોલથી દુર્જયનો પ્રાણ લે છે. ને શાહજાદાને મૃત્યુના મુખમાંથી ઉગારે છે. ટેબ્લો.

**પ્રવેશ ૨જો—નગદરાયનું મકાન.** પોતાની પત્નિને તેડવા આવેલો સુમંત નીરાશ થઈ પાછો જાય છે, તેને શારદા ફરી વ્હેલા આવજો કહી વીદાય આપે છે. શારદા પોતાના દ્રવ્ય લોભી પીતાંપર શ્રાપ વરસાવતી ઘરમાં જાય છે,

તેટલામાં ગમનગૌરી સાથે સખાયત નગદરાયના મકાનમાં ઘુસી જાય છે. પારકા માણુસને પોતાના મકાનમાં જોઇ નગદરાય હૈયા ઘમ લે છે. સખાયત તેને મકાન ખાલી કરી જવા કહે છે. અંતે નગદરાય નાશીપાસ થાય છે ને સખાયત મકાન તફડાવી મફતનો માલીક થાય છે.

પ્રવેશ ૩જો—દિલ્હીમાં ગુપ્ત વીલાસ ગૃહ. લક્ષ્મી પોતાની અપર માતાને નમ્ર પ્રાર્થના કરે છે ત્યમત્થમ ગુમાન રાણુો રાક્ષસીનુ દેવીનું સ્વરૂપ ધારણુ કરે છે. શાહજાદો લક્ષ્મીને ઇસ્લામી ધર્મ સ્વીકારવાની ફરજ પાડે છે. સર્વ લક્ષ્મી પર બળાત્કાર ગુજારે છે. લક્ષ્મી વીરતાથી પોતાનો બચાવ કરે છે. સર્વ મળી લક્ષ્મીને સુકિત પ્રયુકિતથી સપડાવે છે તેટલામાં અકબર આવી ખુની ત્રીપુટીના પંજામાંથી લક્ષ્મીને છોડાવે છે. ટેબ્લો.

પ્રવેશ ૪થો—શાહી જનાન ખાનાનો એક ખંડ શાહજાદાની બેગમ અંબરકુમારી આવી લક્ષ્મીને પુષ્પવેણી આપે છે પુષ્પ વેણી સાથે પોતાના જીવનની સરખામણી કરતાં લક્ષ્મી પુષ્પોને છીન્ન ભીન્ન કરી નાંખે છે. તેમાંથી ચીઠ્ઠી નીકળે છે. સલીમના પ્યારની પત્રીકા જોઇ-લક્ષ્મી અંબરકુમારી પર ક્રોધે ભરાય છે. વાતનો ખુલાસો થતાં અન્યો અન્ય એક બીજાની માફી ચ્હાય છે. અંબરકુમારી લક્ષ્મીને

એક કટાર ભેટ આપે છે પણ તેનો પ્રહાર પોતાના પ્રિય સખીપર ન કરવાનું લક્ષ્મી પાસેથી વચન માગી લે છે. શાહજાદા આ બનાવ જોઇ ઉશ્કેરાય છે. અંબરકુમારીને એક ઓરડામાં કેદ કરી લક્ષ્મીપર જુલ્મ ગુજારવા તત્પર થાય છે. લક્ષ્મી અડગ રહે છે અમરકુમાર આવી શાહજાદાને ભયભીત કરે છે. શાહજાદો ગભરાય છે. ઓરડામાં કેદ કરેલી અંબરકુમારી બારણું તોડી પોતાના પતિને પૃથ્વીપર પડી જતો બચાવી લઈ જાય છે. ટેબ્લો

પ્રવેશ પમો—દિલ્હીમાં અકબરશાહનો શાહી દરબાર. કેદી સખાયતનો ન્યાય. સખાયતને દેશનીકાલની સજા. રાણા પ્રતાપનું આગમન ! શાહે રાણાને સમોવડીયો મીત્ર ગણી દિલ્હીના તખ્તપર પોતાની સાથે બેસાડવો. રાણે હિંદુને મુસલમાન બીરાદરોની એક્યતાનું ફરમાન સ્વીકારી શાહનો આભાર માનવો. શાહની અમર-લક્ષ્મીનાં લગ્ન કરવાની રાણા પાસે માગણી રાણે કુળની વડાઇ માટે તે માગણી ઇનકારવી. શાહે રાણાની પ્રતિતીની ખાતર અમરને દરબારમાં બોલાવવો. રાણે તેને લક્ષમીનો પ્રેમ છોડી દેવા સમજાવવો.

નિષ્કલંક લક્ષ્મીને અન્યાય ન આપવાનો કુમારનો સત્યાગ્રહ રાણાનો દુરાગ્રહ ક્ષત્રીવટ માટે રાણાએ કુમારનો વધ કરવા તૈયાર થવું અમરે પોતાનું શરીર પીતુ ભકિતમાં

અર્પી દેવું. અકબર રાણા પાસે અમરના પ્રાણની ભીક્ષા માગે છે. રાણો અમરને લક્ષ્મીને ભૂલી જવા બે વરસની મુદત આપે છે, અમરકુમાર પીતાની આપેલી તલવાર લઇ યોગીઓની નીગ્રહ ગુફામાં જવા સજ્જ થાય છે. લક્ષ્મી પણ તાપસકુમારના વેશમાં તેની પાછળ જાય છે.

પ્રવેશ ૬ઠો—નગદરાયનું નવું મકાન. સખાયત અલ્લાની પધરામણી નગદરાયની મુઝવણી છહજાર રૂપીયા લઇ સખાયતે નગદરાયને મકાન પાછું સોંપવાનું કહેવું એટલામાં પોતાની પુત્રવધુને તેડવા છહજાર રૂપીયા લઈ શાન્તિલાલનું આવવું. નગદરાયે આ છ હજાર સખાયતને દેવા. શારદાએ આ છહજાર બાહોશાઇથી સખાયત પાસેથી પાછા પડાવવા.

પ્રવેશ ૭મો—યમુના તટપર ગીરીદુર્ગ. ગુમાન રાણીએ શાહજાદાને ગીરી દુર્ગમાં લાવવો ને સૂતેલા રામસિંહને બેડીયોથી જડી લેવો. શાહજાદાએ રામ-સિંહને જલ્લાદોની તરવારો બતાવવી, પણ રામસિંહે વફાદારીની ટેક ના છોડવી. રામસિંહ પોતાના બાહુબળથી બેડીયો તોડી નાખે છે ને યુદ્ધ કરે છે. અચાનક અમરકુમાર આવી તેને મદદ કરે છે. ગીરી દુર્ગમાંથી ગીરીબાળાને ઉઠાવી લઈ જતી ગુમાનને લક્ષ્મી અટકાવે છે. અંબરકુમારી પણ યુદ્ધમાં સામેલ થાય છે. શાહજાદો પલાયન કરી જાય છે. (ટેબ્લો.)

# અંક ૩ જો.



પ્રવેશ. ૧ લો— ગીરીદુર્ગ વિજેતા અમર રામસિંહ પાસે રજા લઈ જવા નીકળે છે. ગીરીબાળા તેને છાના પ્રેમથી નીહાળે છે. ગીરીબાળાનું હૃદય જાણતી લક્ષ્મી અમરને ગીરીબાળાનો સ્વીકાર કરવાનો આગ્રહ કરે છે. અમર પોતાના નિશ્ચયમાં દૃઢ રહે છે. લક્ષ્મી અમરને તજી જાય છે. અમર તેની પાછળ જવા સજ્જ થાય છે. પ્રેમને અન્યાય મળતાં ગીરીબાળા હતાશ થાય છે. લક્ષ્મી પાછી આવી તેને દેવ તપોવનમાં તેના હૃયકાન્તને બતાવા લઈ જાય છે.

પ્રવેશ ૨ જો.— નગદરાયનું વાંધાવાળું મકાન. સખાયત ગમનને પોતાની સાથે દેશપાર આવવાનું કહે છે. ગમન તેના ત્રાસથી કંટાળે છે. નગદરાયનું વાસ્તુ નીમીતે બ્રાહ્મણોને લઇ મકાનમાં આવવું. જપ્તીદારને લઇ સખાયત અલ્લીનું પધારવું જપ્તીદાર. મકાનનો કબજો લે છે. નગદરરાય મકાનને છહજાર રૂપીઆ જવાથી છાતી કુટે છે. તેટલામાં શાહજાદો આવે છે. મકાન નગદરાયને પાછુ સોંપી સખાયતને પોતાની સાથે આવવા સમજાવે છે. ગમન સખાયતને શીક્ષા કરવાનું શાહજાદાને વિનંતિ કરે છે

સખાયત શાહજાદાના કહેવાથી પોતાનાં મીસીસને ડીસ-મીસ કરે છે. ગુમાન પસ્તાય છે ને પાપ ધોઈ દેહ શુદ્ધ કરવા તીર્થમાં જાય છે.

પ્રવેશ. ૩ જો— દેવતપોવન. અમર સંયમ સાધી લક્ષ્મીને ભુલી જવા યત્ન કરે છે તેમ લક્ષ્મીની સ્મૃતિ તાજી થાય છે. વનદેવીઓના પોશાકમાં ગીરીબાળા સખીઓ સહ આવી પહોંચે છે અમર તેને લક્ષ્મી જાણી શંકામાં પડે છે. સખાયત શંકરના રૂપે પ્રગટ થઈ અમર-ને ફસાવે છે તેટલામાં અંબર કુમારી આવી ભેદ ખુલ્લો કરે છે, ને બનાવટી શંકરને સખાયતને નામે ઓળખાવે છે. સખાયત ગુપ્ત સંજ્ઞા કરે છે એટલે સલીમ સિપાઈ-ઓ સહ આવી અમરને ગીરીબાળાને કેદ કરે છે. અંબર કુમારી ગુપ્ત ઇશારો કરે છે એટલે અકબર સૈન્ય સાથે આવી શાહજાદા તથા સખાયત બન્ને ગીરફતાર કરે છે.

ટેબ્લો.

પ્રવેશ. ૪ થો— શાન્તિલાલ કાપડી કામદારનું ઘર. ગરીબ સ્થિતિમાં આવી પડેલા શાન્તલાલને કૃષ્ણ-લાલ નામનો તેનો લ્હેણદાર હેરાન કરે છે પનિહારી-ના વેશમાં શારદા આવે છે ને પોતાની ઘડુલીમાંથી નાણું કાઢી કૃષ્ણલાલને વ્યાજ સુદ્ધાં ચુકાવે છે. નગદરાય તેની

પાછળ આવે છે. શારદા તેના લોભી પીતાની મતિ ઠેકાણે લાવે છે. શાંન્તિલાલ પોતાની પુત્ર વધુનો ઉપકાર માને છે. શારદાને સુમંતનો સંસાર સુખી થાય છે.

**પ્રવેશ. ૫ મો—રાજ મહાલય.** ગુલાબવર્ણી ખીલેલી ઉષા સાથે અમર લક્ષ્મીની સરખામણી કરે છે ને નીશ્વાસ મૂકે છે. લક્ષ્મી તાપસ કુમારના વેશમાં આવે છે તેને જોઇ અમર અનેક શંકાઓ લાવે છે લક્ષ્મી ગીરીબાળાના પ્રેમને ન્યાય આપવા અમરને સમજાવે છે તેટલામાં ગુમાન આવે છે. ગીરીબાળાને ગુમાન ભેટે છે. ગુમાન લક્ષ્મી પરના વૈરના ઉદગાર કાઢે છે. અમર તેને તેમ કરતાં વારે છે. ગીરીબાળાને ગુમાનની પુત્રી જાણી અમર બદલાઈ જાય છે. ગીરીબાળાનો પ્રેમ ધીક્કાર થઈ જાય છે. પોતાના પ્રિયજનોની શત્રુ ગણી ગીરીબાળા તેની માતાનું ખુન કરે છે ને પોતે પણ આત્મહત્યા કરે છે. અંત સમયે લક્ષ્મીનું સ્મરણ કરે છે તેથી લક્ષ્મી પ્રગટ થઇ તેને છેલ્લી વારની ભેટે છે. અમર તપસ્વીને લક્ષ્મી જોઇ આશ્ચર્ય થાય છે—

ટેબલો

**પ્રવેશ. ૬ઠો—**પૂર્વના સંસ્કાર જાગતાં સાચો ફકીર બનેલો સખાયત શાહની પાસે હાજર થાય છે. સખાયતના અધ્યાત્મિક જ્ઞાનથી શાહ પણ મ્હાત થાય છે. યુક્તિથી

સખાયત છુટી જાય છે ને ખુદાનો બન્દો બની જગતયાત્રા કરવા જાય છે.

**પ્રવેશ ૭મો—શાહી રાજવાડી.** અકબર ન્યાયની ખાતર શાહજાદાનો વધ કરવા તૈયાર થાય છે. અમર લક્ષ્મી આવી શાહજાદાનો બચાવ કરે છે. શાહજાદો લક્ષ્મીને બ્હેન તરીકે ગણે છે ને અમરને સમોવડીઓ મીત્ર ગણી ક્ષમા માગે છે પ્રતાપના હાથે અમર લક્ષ્મીનો હસ્ત મેળાપ થાય છે. ને રામસિંહ પણ પોતાની ઇચ્છા પૂર્ણ થવાથી આનંદીત થાય છે.

હીંદ બાળકોનું યદુકુળમણિને આમંત્રણ સ્નેહનીમંત્રણ.

## શાંતિ! શાંતિ? શાંતિ



# અમર-લક્ષ્મી

## સ્તુતિ.

દેશબાળાઓ— ૧

વંદુ દેવી સરસ્વતી,
અમી ઝરણાં ઝરતી.......વંદુ
ત્રીશ કોટી તનુજતારાં,
વ્હાલથી વધાવનારાં,
માત તારાં ગણી પ્યારાં,
હે પ્રસાદી..............વંદુ.

દેવાંગના— ૨

આજે એક થશે હિંદનાં સંતાન,
એક બીજાનાં કરશે સન્માન.
જાત, ભાત, ધમ ભેદ, ભાવને વીસારશે,
ધર્મ એક સર્વે દેશ સેવાનો ધારશે;
અંતરમાં અંતર મીલાવશે.
દેશવીરોને દેવ સમ ધારશે,
ગણુશે સૌ સૌને સમાન.......એક.

લક્ષ્મી ગીરીબાળા— ૩

રહે ના કોઇના એક સરખા દિવસ આ.
મહેલના વિલાસી થાય મઢુલીના વાસી હા....રહે.
રમતાં એક દિન રાજ સદનમાં,
આજ રઝળતાં નીર્જન વનમાં;
ભાગ્ય ફરે ત્યારે ફરતું જગત આ.........રહે.

ગીરીબાળા— ૪

મારી મધુરી મીઠડી બ્હેન, વીનાની સુની લાગશે,
મઢુલી સુની લાગશે.
નીશદીન વ્હાલી ભગિની તારી બ્હેન ! બ્હેન ! પોકારશે
આ સુની લાગશે-મઢુલી
મધુર પંખીડાં આ ઉપવનનાં તારાં પ્યારાં રમવા આવશે,
સુણી વીયોગ સલુણી તારાં છાના આંસુ ઉન્હાં ગાળશે.
લક્ષ્મી-તેને દીલાસા દેજે કહેજે એકદીન સુખનો એવો આવશે
પાછા પ્રભુ મેળાવશે—આસુની

ગમન ગૌરી— ૫

હું ગોરી રૂપાળી, મારી કાન્તિ નીહાળી,
કંઇક સુંદરીયો શરમાય,-જગતની સુંદરીયો, શરમાય-હું.
કોઇ કહે મોહિની ! કોઇ પદમણી !
મૂલ્ય મારૂં ના કોઇથી અંકાય;-સુંદરીયો શરમાય-જગતની

હીરાના ગ્રાહક, પ્રીતીના પારખ
મારા લાયક મને કોઇ ના જણાય-સુંદરીયો શરમાય-જગતની

ગમન ગૌરી— ૬

છેટા છેટા હાંહાંરે આજ છેટા,
રહો રસભીના રાજ કાલે કતારગામ આવજો,
સાથે હાથી, ઘોડાને મેના લાવજો,
હોરાજ રઝાકનું બેન્ડ લેતા આવજો;

સખાયત—કાલ કોણે હાંહાંરે કાલ કોણે,
દીઠી છે આજ હોરી રમવાને ચાલો રાજવણ;
કાલા ઘેલા બોલોથી હૈયું વીંધ્યું,

ગમન—રાજ ડુમસમાં બંગલો બંધાવજો—છેટા

નાચનારીઓ— ૭

હર્ષ નાદે સુહાય, દેવ દેવી સુરરાય,
હિંદ વીરોને વ્હાલથી વધાવે, યશ ગાવે......હર્ષ.
વીર મેવાડી, હાક વગાડી, શોર્ય બતાવી રણ ગજાવી!
ભારતી માતની કુખ દીપાવી, બાહુ બળે દીધો દેશ ઉદ્ધારી.
અર્પી શીર દેશ માટે ! સિધાવ્યા વીર વાટે !
જુગ જુગ કીર્તિ ને નરવરની દેશકાજ જીવન દે...હર્ષ.

લક્ષ્મી— ૮

લઉં મારા પ્રેમી પોપટ તારાં વારણાં.
વારણાં એ, સ્નેહનાં સંભારણાં હો રાજ.......લઉં

આંગણે રચાવું વ્હાલા વાડીઓ રૂપાળી,
દ્રાક્ષને દાડીમ તણી ક્યારીઓ રસાળી;
રસીલા ! કહે હવે મન માનશે કે નહીં ?
અમર—હજી મેના રાણીની ખોટ રહી,
સ્નેહ જીવન જોડી વીનાનું નહીં;
લક્ષ્મી—હુંજ તારી મેના ! હવે છોડીશ રીસામણાં....લઉ.

૯

લક્ષ્મી—પુરનો મોરલો હો રાજ;
જોતાં રસનાં બીંદુ રાચે;
હૈયું થનગન થનગન નાચે—પુરનો.
અમર—ઢેલ વીનાનો મોરલો જેમ વીજ વીનાનો મેહ,
તારા વીનાનું જીવન જેવું પ્રાણ વીનાવો દેહ,
લક્ષ્મી—ઉઘડી ઉર પાંખડીયો આજે—પુરનો.
મારા આંગણીયે મહારાજ,
મારે સ્વર્ગ ઉતર્યું આજ,
પામી દેવ લોકનું રાજ—પુરનો.

સખીઓ— ૧૦

અલી ચાલ ચાલ મેના રાણી
પોપટજીની પટરાણી—
લક્ષ્મી—ક્યાંનો પોપટ ? ક્યાંની મેના ?

સખી—ઘરનો પોપટ, પરની મેના.

લક્ષ્મી—અમથી વળગી પડો શાની ?........પોપટજી.

છિક અજાણી, હું છું સજની,

સખી—પ્રિય પોપટ સંગે રમતાં રજની

તારી છાતી નખથી છુંદાણી........પોપટજી.

સખાયત— ૧૧

કહાં ? લે જાઉં દિલ દોનો જહાંમે ઇશ્ક મૂશ્કીલ હય,
ઇધર પરીયોકા મજમા હય, ઉધર હુરોંકી મહેફીલ હય;
ઇલાહી કયસી ! કયસી ! સૂરતે તુંને બનાઈ હય,
હરેક સૂરત કલેજેસેં લગાને કે કાબીલ હય;
સુવાલે બોસાપર કયુ ઝીડકીયાં દેતે હો સખાયત કો,
હમેશાં આતે રહો દીલબર દીલાંસે દીલ મીલાતે રહો....કહાં?

લક્ષ્મી— ૧૨

મમ સ્વપ્ન તણી મૃદુવાત સુણાવું સાંભળને સાહેલી
મારી કયારીમાં આવ્યો અતીથી,
ક્રિડા કરી કાંઇ મુજને વીંધી;
પ્રેમ પુષ્પ ચુંટી કરી લેલી, સાંભળને સાહેલી—મમ
માળા મેં સુમનની ગુંથી,
અટકચાળે તે અધવચ ઝુંટી,
મારી ફુલવાડી ત્યાં લુંટી, કહું હું સાંભળને સાહેલી-મમ

લક્ષ્મી ૧૩

મારા જીવન આધાર રાજ જપતી જપમાળ,
વાટ જોશે તારી વ્હાલમ રસ અભિલાષુ બાળ

અમર—જીવનની આશ તું પ્રાણુનો પ્રકાશ તું !
આત્માની આંખ્ય તું પ્રભુતાની પાંખ્ય તું !

લક્ષ્મી—અંતર ઉતારી તારી મૂર્તિ પ્રેમાળ—વાટ

અમર—વિયોગને સંયોગ એતો સ્નેહના બે ભાગ છે.
વિયોગમાંજ સાચી રહી સ્નેહની મીઠાશ છે

લક્ષ્મી—તારા વીનાનું સુનું જગ આ વીશાળ-વાટ



# અંક ૨ જો

---

શારદા— ૧૪

લગ્ન કરે થઇ મગ્ન ફરે પણ સમજે નહીં સંસાર એ શું?
ફરજ ન જાણે, ન પ્રેમ પીછાણે ભોગવે ભોગ વિલાસ તેથી શું ?
નરનારીના દિલની દોરી એક ન હોય તો જીવન એ શું?–સમજે

શારદા— ૧૫

મ્હેમાન મોંઘા મૂલા,
વ્હેલા ફરી આવજો રસીલા,

સુમંત—પ્રિય બાળા! કદી ના! વીસરશે! બોલ તારા!–
મ્હેમાન.

શારદા—પ્રેમના બંધમાં બાંધી નગીના,
એકલી મૂકીને જાવું ઘટે ના;
હરીશું, ફરીશું, સજોડે કયારે ?
મીઠી મીઠી વાતો કરીશું કયારે? વ્હાલા–વ્હેલાં

ગમનગૌરી— ૧૬

ચાલો ચાલો રસીકવર સુરતની શેરીઓ બતાવો

સખાયત—લલના લટકાળી શું લટકે ને મટકે લોભાવો?

નગદરાય—હાં સીધાવો ! બાપુ જાઓ !

ગમન—જરીવાળાને ત્યાંથી જરીની સાડીઓ અપાવો–ચાલો
બીજો કોઇ દિલદાર મળે તો આને ઉભો મુકી જાઉં

ચખાયત—શાહપુર ચકલે તને વળાવું ને બીજી ડઝન બે લાવું
ગુસી જવામાં શું માલ છે તે,
સાબીત સૌને કરી બતાવું—ચાલો.

લક્ષ્મી— ૧૭

અમર ના કોઇની કાયા, જીવનનો કંઇ ભરૂંસો ના;
છતાં પણ વૈર ઓ માતા, કયી આ જીંદગી માટે ?
તમે હુંને જગત આખું, જવાનાં એક વાટે સૌ,
કરો છો મારૂં ને તારૂં, કયી આ જીંદગી માટે ?
હજારો શાહ્ મુર્શીદો, ને જ્ઞાની બ્રહ્મ વેતાઓ;
ન પ-તો કોઇનો લાગ્યો, હુંપદ કયી જીંદગી માટે ?
જૂઠી મનની મુરાદોથી, કહોને કોણ પરવાર્યું ?
કરો આ પાપ શા સારૂં, કયી આ જીંદગી માટે ?

અંબાકુમારી— ૧૮

જગમાં કોઇ સુખી જોડું નહીં;
થોડી ઘણી ખોડ સૌ કોઇમાં રહી—જગમાં.
સુલક્ષણી સ્ત્રી કો પતિ વ્યભિચારી,
નર ગુણવંતો તો, કુંભારજા નારી;
સૌની ઉમેદો રહે મનમાં ભરી—જગમાં.
લલના જો લોભી તો પતિ અતિ દાનો,
યુવતી ઉદાર તો પુરૂષ ટકાનો.
આશામાં જગે ઝુલે માનવી.

સખાયત— ૧૯

કોણુ રહે એ દેશમાં જે દેશ નીંભળ થઇ ગયો.
બદ સુરત અહીંની ઓરતોથી છેક કંટાળી ગયો;
તાજી મજાની નાજનીનો દેશમાં દુષ્કાળ છે,
તો પરદેશમાં જઇને હવે ગુસી જવામાં માલ છે.

અમરકુમાર— ૨૦

ટેક એક વીરની,
એ છે કસોટી શૌર્યની,
શીર જાય, મૃત્યુ થાય, પણ તજવી નહીં—ટેક.
પદ, માન, સુખ લ્હાણુ સૌ મળે વિશ્વમાં—ટેક.
ત્રણ લોકમાં પણ ટેક ગઇ તે ના મળે,
તો શું રહ્યું આ વિશ્વમા—ટેક.

શારદા— ૨૧

અજી વાહ વાહજી સુંદરીયાં મોરી,
લે ગઇ મછલીઆ
મયે જલ જમના હાથ ધોય રહી,
છીટક ગીરી મોતી મોરી પ્યારી સુંદરીયાં—અજી
સુનીયે પિયા બીન લાયે સુદરીયા,
તોસે ન બોલુ મયે તો સારી ઉમરીયાં—અજી



# અંક ૩ જો.



ગીરીબાળા— ૨૨

સ્નેહજળ મીઠાં પીવા સુરગંગનાંરે,
ઉડીજા ! ઉડીજા ! દુર દેશે પ્રેમી હંસલારે
તીરથના ઘાટ શોધી સ્નેહયોગ સાધજેરે,
સ્નેહની વીભુતી જુના સ્નેહયોગી આપશેરે....ઉડીજા
પ્રેમની અભેદ વાટો, વસમી આ વિશ્વમાંરે.
પ્રેમના ઉપાસક જાણે અન્ય તેશું જાણશેરે....ઉડીજા

ગીરીબાળા સખીઓ— ૨૩

અલી ધીમે ધીમે ચાલ, અમે પાછળ બહુ પડીએ,
તું ધીમે ધીમે ચાલ.
સખી સૌ અવલોકન કરીએ, પ્રેમના પ્રેમે પરવરીએ
સ્નેહ થકી સંચરીએ, તું ધીમે ધીમે ચાલ....અમે
મીઠાં મીઠાં પુષ્પ પરિમલ મ્હેકે, લલીત લત્તા લલના શી લ્હેકે.
તારૂં યૌવન કંઈ કંઇ કહે...તું ધીમે ધીમે ચાલ-અમે.

૨૪

અમર—છોડો ભગવતી આ ઉપવસને થશો પાતકનાં અધિકારી;
ગરીબાળા—નવ ક્રોધ કરો બ્રહ્મચારી, લઈભીક્ષા દયો દીક્ષા તમારી.

અમર—દર્શન, સ્પર્શ, વીવેચન, હાસ્ય વીનોદ સ્ત્રીઓથી નકરવુ
સન્યાસી અને બ્રહ્મચારી જનોએ સ્ત્રી એકાન્ત થકી ડરવુ.

ગીરીબાળા—એ છે નબળા મનની નીશાની,
ને નીજ નીતિ બળની ખામી;
તમે હો નૈષ્ટિક બ્રહ્મચારી દયે પામરને ઉદ્ધારો. છો.

અમર—ભલે અગ્નિ શુદ્ધ કદી હોયે,
ઘૃત મીશ્ર થયે ભડકો થાયે;

ગીરીબાળા—પણ પાત્ર મહીં જો ઘૃત રહે, નવ અગ્નિ શકે
ઘૃતને બાળી—છોરો.

શારદા— ૨૫

(પનિહારી)

મારી નાની ઘડુલી ને હું નાજુક પનિહારી
મારા વ્હાલમનું મન હરનારી—મારી
અર્પી કાયા અમૂલ, મોંઘાં પ્રીતિના મૂલે,
નયન કટાક્ષે લોભાવું લાલ......નાજુક
મારી ઘડુલીમાં રસના બુંદો ઝરે;
અંગે મારે નેહ પરિમલ નીતરે,
જાદુ મારૂં આજ, જોઈ લેજો રાજ—નાની

શારદા— ૨૬

રસીયા રસીક શૃંગાર સુંદરીના,
અનુપમ આપ છો બીજું પછી શું જોઈએ વ્હાલા ?
સુમંત—રૂપી તારો, જીવન ભરનો
પ્રિય સરલ હૃદય બાળા-રસીયા.
શારદા—શરીરના આ અણુઅણુએ, રૂવે રૂવે પ્રિયતમ પેખું,
જગત સઘળું, નીહાળુ પણ, તમો વીણ અન્ય, ના દેખું.
સુમંત—અમોલા પ્રેમનો બદલો,
કહે આપું શું ગુણસાળી-રસીયા.

અમરકુમાર— ૨૭

ખીલી ઉષા નભ મંડળે,
દિવ્ય તેની જોઈ કાન્તિ, પ્રિય લક્ષ્મીની સ્મૃતિ,
નયને સ્ફુરે............ખીલી
અર્પે વિશ્વને પ્રકાશ, ને મને તું કા ઉદાસ,
કરીને હમે—.... .... .... ... ખીલી.

સખાયત— ૨૮

જાઉંછું હું જાઉંછું ? ત્યાં આવશો કોઈ નહીં
સો સો દિવાલો બાંધતાં ત્યાં ફાવશો કોઇ નહીં ?
મારી કબર બાંધી અહીંયાં કોઇને સૂવાડજો,
હું જ્યાં દટાઉં ત્યાં ફુલોને વેરશો કોઈ નહીં ?
શાહના પણ શાહ કંઇ ઉડી ગયા સૌ ખાક થઇ,

છે કોઇની પૃથ્વી નહીં ના કોઇની સાથે ગઈ,
આલમ બધીનું તત્વ ને આ જીંદગીનું સત્વ સૌ,
આખરે તો એક સાચી છે સનમનની બંદગી ....જાઉંછું.

સર્વ ૨૯

અમ દેશમાં કુમકુમ ભર્યાં પગલે પ્રીતે પધારશો !
અમરાપુરી અમ આંગણે કયારે પ્રભુ ઉતારશો ?
યદુકુળમણિ કયારે મધુર તવ બંસી નાદ સુણાવશો !
"યુગે યુગે જન્મીશ હું" તે વચન કયારે પાળશો ;
અમ ભારતભૂમીના દિવ્ય પરીમલ કુંજે વ્હેલા આવશો;
સ્વાગત અમારૂં સ્નેહથી નીજજન ગણી સ્વીકારશો.



# જાહેર ખબર.

---

અમારી કંપનીના નીચલા નાટકોના ગાયનોની ચોપડીઓ જ્યાં અમારો મુકામ હશે ત્યાંથી રોકડી કિંમતે મંગાવ્યાથી મળશે.

| ચોપડીનું નામ | કિંમત. |
| --- | --- |
| બિલ્વમંગળ ઉર્ફે સૂરદાસ | ૦—૩—૦ |
| શ્રી ભક્તિવિજય | ૦—૩—૦ |
| સુરેખા હરણ ... | ૦—૩—૦ |
| નાગર ભક્ત ... | ૦—૩—૦ |
| નીલમ માણેક ... | ૦—૩—૦ |
| યોગકન્યા ... ... | ૦—૩—૦ |
| મનહરમેના ... | ૦—૩—૦ |
| મહાશ્વેતા-કાદમ્બરી | ૦—૩—૦ |
| જોહરે શમશીર | ૦—૩—૦ |
| શ્રી જયમતી ... | ૦—૩—૦ |
| ઉર્વશી—પુરૂરવા | ૦—૩—૦ |

| ચોપડીનું નામ | કિંમત. |
| --- | --- |
| માતૃપીતૃ ભક્ત પુંડળીક | ૦—૩—૦ |
| વિશ્વ પ્રેમીકલાપી | ૦—૩—૦ |
| અમર લક્ષ્મી ... | ૦—૩—૦ |
| પીપાભગત ... | ૦—૩—૦ |
| હોથલ પદમણી | ૦—૩—૦ |
| જેસલ તોરલ ... | ૦—૩—૦ |
| બીરબલ બાદશાહ | ૦—૩— |
| પ્રવિણ સાગર ... | ૦—૩— |
| રાજ લીલા ... | ૦—૩— |
| મહારાજા શાંન્તનુ | ૦—૩- |
| માલવિકા—અગ્નિમિત્ર | ૦—૩- |
| સ્વામીભક્ત સામાન્ત ચ |  |
| વીર દુર્ગાદાસ ... | ૦-૩- |

**વિઠ્ઠલદાસ હેમજીભાઇ ભાવનગરવાળા.**

શ્રી વિ. નૈ. ના. સમાજ.